નિવાસી સ્વર્ગસ્થ સંઘવી કાકુભાઇ
માનશંગના સ્મરણાર્થે

# આત્મબોધ.

છાપીને પ્રસિદ્ધ કરનાર,
**વાડીલાલ કેશુભાઇ સંઘવી**
સારંગપુર-તળીઆની પોળ
**અમદાવાદ.**

આવૃત્તિ પહેલી — પ્રત ૧૦૦૦
સંવત ૧૯૬૪ — ઇ. સને ૧૯૦૮

સત્યમુદ્રણાલય રાયખડરોડ—અમદાવાદ.
મુદ્રક: ગજાનન વિ. પાઠક.

**કીંમત સદુપયોગ.**

## સ્વર્ગસ્થ માતા-પિતાને સ્મર્ણાંજલિ!

## પરમપૂજ્ય જનક-જનેતા !

આપે આનંદરૂપ સદન કરી અમને ખંતથી ઉછેરી, કાળજીથી ભણાવી ગણાવી, જે અનુપમ પુત્રવાત્સલ્ય દર્શાવી જન્મ જન્માન્તરના ઋણિ બનાવ્યા છે; તે ઋણમાંથી અમે સંપૂર્ણ અંશે તો કદીપણ મુક્ત થઈ શકીએ તેમ નથી; પરંતુ યત્કિંચિત મુક્તિ મેળવવાને-બની શકતું ઋણ ફેડવાને-ફૂલ નહિ તો ફૂલની પાંખડી તરીકે આ '**આત્મબોધ**' નામક ન્હાનકડા પુસ્તક-પુષ્પની સ્મર્ણાંજલિ શ્રદ્ધાપૂર્વક સમર્પણ કરતાં, અમે છીએ

આપના દીનકીંકર

બાળકો

**વ્રજલાલ અને વાડીલાલ.**

આચાર સુંદર સદા.
કલ્યાણી કરૂણા ઘણી ગુણ મણિ,
માંગલ્યકારી મુનિ;
જીવોને સુખદાય માંય સરખા,
ગંભીરતાદિ ગુણી.

## નવકારમંત્રનું ફળ.

એક અક્ષર નવકારનો, શુદ્ધ ગણે જે સાર;
તે બાંધે શુભ દેવનું, આયુષ્ય અપરંપાર. ૧

# આત્મબોધ.



## સ્તુતિ.

[ શાર્દૂલવિક્રીડિત. ]

વંદુ વીર નમાવી શીર તમને,
સન્માનું હું સર્વદા;
સંસ્કારી સદ્બુદ્ધિ એ શુભ ગુરૂ;
આચાર સુંદર સદા.
કલ્યાણી કરૂણા ધણી ગુણ મણિ,
માંગલ્યકારી મુનિ;
જીવોને સુખદાય માય સરખા,
ગંભીરતાદિ ગુણી.

## નવકારમંત્રનું ફળ.

એક અક્ષર નવકારનો, શુદ્ધ ગણે જે સાર;
તે બાંધે શુભ દેવનું, આયુષ્ય અપરંપાર. ૧

ઓગણીશલાખ ત્રેસઠહજાર,બસેં બાસઠ પળ;
ત્યાં સુધી તે ભોગવે,નવકાર મંત્રનું ફળ. ૨
અશુભ કર્મ કે હરનકું, મંત્ર બડો નવકાર,
વાણી દ્વાદશ અંગમે,દેખ લિઓ તત્ત્વ સાર.૩

## બાર ભાવના.

( પ્રાતઃકાળમાં એકાંત જગ્યાએ અને શુદ્ધ ચિત્તે નવકાર મંત્રના સાધનથી મનને એકાગ્ર કરી, બાર ભાવનારૂપ આ આત્મગોષ્ટી કરવી ):-

(૧) અનિત્ય ભાવના—હે જીવ! ત્હારી આસપાસ નજર કર. જે જે પદાર્થો તું જુએ છે, તે અને તારા પોતામાં કાંઇ તફાવત તને જણાય છે! તારી આસપાસનો દરેક પદાર્થ, તારી લક્ષ્મી, તારો વૈભવ, અને તારૂં પોતાનું શરીર પણ વિજળી કે પરપોટા જેવું વિનાશી

છે—અનિત્ય છે. તું ગમે તેટલું રખોપું રાખીશ તો પણ તે દરેક પદાર્થ વિનાશી તે વિનાશીજ છે. નાશ પામવાનો એનો ધર્મજ છે. એ સર્વ વિનાશી વસ્તુઓની વચમાં તું એક અવિનાશી ભુલ્લો પડવાથી આવી ચડયો છું. માટે એ નાશવંત વસ્તુઓમાં મોહ ન પામતાં તું અવિનાશી એવા તને પીછાન.

(૨) અશરણ ભાવના—હે જીવ! જો તું અવિનાશી એવા તને પીછાનવા શ્રમ નહિ લે, તો નક્કી માનજે કે, નાશ માટેજ નિર્માએલી એ વસ્તુઓના નાશ કે વિયોગથી ત્હને થતાં દુઃખોમાં દિલાસો કોઇ રીતે નહિ મળે. અને જયારે તું એ બધી ચીજોને છેલ્લી સલામ કરી હમેશને માટે ચાલી નીકળીશ ત્યારે તને શરણ

આપવા કોઇ નહિ નીકળી આવે. અવિનાશી એવા પોતાને અથવા આત્માને જાણવારૂપ જે ધર્મ એજ તારો સગો થશે. માટે શરણ, સગું કે સંબંધી જો તારે જોઇતું હોય તો અવિનાશી એવા તારા આત્માનેજ શોધી એના શરણે જા.

(૩) સંસાર ભાવના—હે જીવ! હમણાં તું જે જે વસ્તુઓમાં આનંદ માની રહ્યો છું તે વસ્તુઓ અને તેથી પણ વધારે ખેંચાણ કરનારી વસ્તુઓ તું અનેકવાર પામ્યો છું. દરેક ચીજના ભોક્તા તરીકે અને દરેક પ્રાણીના સગાં તરીકે સર્વ પ્રાણી પદાર્થ સાથે તેં અનેક વાર સંબંધ જોડયો છે, પણ કોઇ સંબંધ ટકી શકયો નહોતો. માટે કોઇ પ્રાણી કે પદાર્થના મોહમાં દીવાનો થઈ અવિ-

નાશી એવા નિજ રૂપને ભુલીશ નહિ. એવી ભુલથીજ તું અપાર એવા સંસાર સમુદ્રમાં આદિ વગરના કાળથી ભમ્યા કરે છે, અને ભ્રમણથી ઉદ્ભવતાં દુઃખો પરવશપણે સહન કરે છે. માટે એ દુઃખોમાંથી મુક્ત થવું હોય તો સંસારમાં પડયાં છતાં વિરકત પુરૂષ માફક વર્ત.

(૪) એકત્વ ભાવના—હે જીવ! તું એકલો છે, એકલો આવ્યો હતો, અને એકલોજ જઇશ. એક ઘર છોડી બીજા ઘેર જતી વખતે પહેલા ઘરવાળું કોઇ પણ સગું તારી સાથે આવ્યું નથી, અને આવશે પણ નહિ, એ સગાને મદદ કરવા માટે તેં કરેલાં પાપોનું ફળ ભોગવવા વખતે પણ એ કોઇ આડો હાથ દેવા નહિ આવે, તો એવો પ્રેમ—એવો

સંબંધ—એવી મૈત્રી તારૂં શું લીલું કરનાર છે? તું તારા પોતામાંજ મિત્ર મેળવ.

(૫) અન્યત્વ ભાવના—હે જીવ! તારા સિવાય તું જે કંઈ ભાળે છે, તે બધું તારાથી અલગજ સમજજે. ક્ષણ પણ ન સમજતો કે આ તારી છે, કે પુત્ર તારો છે; લક્ષ્મી તારી છે, કે દેહ તારો છે; જો એમજ હોત તો એ લક્ષ્મી તારા ઘરમાં આવ્યા પછી તારી હયાતીમાં બીજું ઘર કરત? એ સ્ત્રી પરલોક તો દૂર રહ્યું પણ કાષ્ટ સુધી પણ તારી સોબત કરવામાંથી જાત? આ પ્રત્યક્ષ જોવાતા ખેલ શું એમ નથી સ્પષ્ટ સમજાવતા કે તારે આ ઇંદ્રજાળથી નિજરૂપને અલગજ માનવું, અને એમાં લિપ્ત ન થતાં નિજ રૂપમાં દૃઢ રહેવું.

(૬) અશુચિ ભાવના–હે જીવ ! તું કોને માટે ફગાફૂટકા કરે છે ! આ રૂપાળા હાડકાના પુતળાને પોષવા માટે ? જો તો ખરો કે આ પુતળું ગંધાતું છે, મળમૂત્રથી ભરેલું છે, ક્ષણુક્ષણુમાં બગડી જાય છે, રોગ, જરાનું નિવાસ ધામ છે. હવે એને તું સાચવી સાચવીને કેટલુંક સાચવીશ ? ‘ખાતર પર દીવેલ’ કરતાં જરા તો વિચાર કર, તું તેને સાચવવા, સુંદર કરવા, હૃષ્ટ–પુષ્ટ કરવા, હજારો પ્રપંચ કરે છે, હજારો પ્રકારની હિંસા કરે છે; પણ તે છતાં તે તો તને દગો જ દે છે. તારા ખરા ખપ વખતે તે તારી મરજી વિરૂદ્ધ લથડી પડે છે, અને તને ફસાવે છે. હવે જો તારામાં બુદ્ધિ હોય તો જેટલી કાળજી એ ગુણચોર

હાડપિંજર માટે ધરાવે છે, એટલી જ તારા પોતા માટે-આત્મા માટે રાખે તો અખુટ શુભ ખજાંના તારે માટે ખુલ્લા થાય, એ નિઃશંક વાતો છે.

(૭) આશ્રવ ભાવના—હે જીવ! રાગ, દ્વેષ, અજ્ઞાન, મિથ્યાત્વ, ઇત્યાદિ "આશ્રવ" અથવા તારા આત્મ સ્વરૂપને મલીન કરનારા વળગાટ છે. પ્રતિક્ષણ તને એ નવાં કર્મોનો લેપ લાગતો જાય છે. એનાથીજ તું છાકટાની માફક વર્તે છે. એનાથીજ ભવ ભ્રમણ કરતાં છતાં તું પોતાને સુખી માનવાની મૂર્ખાઇ કરે છે. માટે એ ચીકણા વળગાટને ઓળખ, એના સ્વભાવથી વાંકેફ થા, અને પછી એ લાગેલા વળગાટને દૂર કરવામા તથા હવે પછી ન લાગે-તેવા ઉપાય

લે. ઉપભોગ પરિભોગ આદિની તૃષ્ણા કમી કર. ઇચ્છાઓને મર્યાદાથી બાંધ, જે કોઇ તારી પાસે છે તેનો મોહ ઓછો કરી પરમાર્થેજ તારૂં સર્વસ્વ માન કે જેથી આશ્રવનો મેલો વળગાટ ઘણે દરજ્જે મોળો પડે.

(૮) સંવર ભાવના—હે જીવ! જો તને ખચીતજ એવી શ્રદ્ધા બેઠી હોય કે રાગદ્વેષથી નવાં નવાં કર્મોની આવક હમેશાં તારામાં ચાલીજ આવે છે, તો તે આવકને રોકવા જ્ઞાન-ધ્યાનમાં આરૂઢ થા. જ્ઞાન-ધ્યાનમાં આરૂઢ થએલો આત્મા સિંહ સમાન દેખાવ ધારણ કરે છે, જેથી બિચારાં કર્મ તેની આગળ આવી શકતાં નથી. આવી રીતે જ્ઞાનધ્યાનમાં આરૂઢ થવું એનું નામજ સંવર કહેવાયછે.

(૯) નિર્જરા ભાવના—હે જીવ! આત્માને આવતી રાગ-દ્વેષાદિ કર્મોની આવક બંધ તો કરી, પણ પૂર્વે થઇ ચૂકેલાં કર્મોને કાપવા-નિર્જરવા, તપ, સંયમ રૂપ 'નિર્જરા'નું શરણું તારે લેવું જોઇએ છે. નિર્જરા માટે તપ કરનારો માણસ માન માગતો નથી, કીર્તિ કે ધન ઇચ્છતો નથી, લોક લજ્જાને ગણકારતો નથી, માત્ર આત્માર્થેજ ક્રિયા કરે છે. અને તે ક્રિયા જ્ઞાન સાથે કરે છે. જ્ઞાન સહિત ક્રિયાનુંજ નામ, "નિર્જરા" છે.

(૧૦) લોક સ્વરૂપ ભાવના—હે જીવ! આ પ્રમાણે આવતાં કર્મોને રોકી થએલાં કર્મોને નિર્જરી, હવે તું ચૌદ રાજલોકનું સ્વરૂપ વિચાર, અસં-

ખ્યાતા દ્વીપ સમુદ્રનો ખ્યાલ દૃષ્ટિ સમક્ષ લાવ; અને પછી જો કે આટલા અવકાશમાં તારૂં ઘર કે તું શા હિસાબમાં છે? અસંખ્યાતા દ્વીપ સમુદ્રની કુદરતની વળી વિચિત્રતા વિચાર; અને એમાં તલ્લીન થઈ તું દેહાધ્યાસ અને હુંપદ છોડ.

(૧૧) સમ્યકત્વ ભાવના—હે જીવ! વૈરાગ્ય પ્રાપ્ત કરાવનારીં ૧૦ ભાવના ભાવ્યા પછી તું વિચાર કર કે હવે શાંત પડેલા તારા જીવને શું કરવા જેવું છે અને શું છોડવા જેવું છે? આ નિર્ણય તને "સમ્યકત્વ" વગર થઈ શકવાનો નથી. સમ્યક્ એટલે સાચા જ્ઞાન વિના તારો આત્મા દોરા વગરની સોય માફક પાપ પુંજમાં—અજ્ઞાનમાં

ખોવાઇ જાય છે, અને જશે. માટે સ-મ્યકત્વ પ્રાપ્ત કર.

(૧૨) ધર્મ ભાવના—હે જીવ! જ્ઞાન પામ્યો પણ તે સાર્થક તો ત્યારે જ કહેવાય કે જ્ઞાનને વ્યવહારમાં મુક અર્થાત્ ધર્મ આચર. સર્વ પ્રાણીને પોતા સમાન ગણવા જેટલી પાયરીએ આવવું, અને સર્વને શાતા પમાડતાં શીખવું, એમાંજ ધર્મની સાફલ્યતા છે. માટે એવો ઉત્તમ ધર્મ ધારણ કર, કે જેથી બીજાને શાતા ઉપજાવનાર એવા તને અખંડ નિરાબાધ અમિશ્ર શાતા ઉપજે.

---

## શ્રી લઘુ સાધુ વંદના.

સાધુજીને વંદના નિત નિત કીજે,
પ્રહ ઉગમતે સૂર રે પ્રાણી;

નીચ ગતિમાં તે નવિ જાયે,
પામે રિદ્ધિ ભરપૂર રે પ્રાણી. સાં૦૧
મોટાં તે પંચ મહાવ્રત પાળે,
છકાયના પ્રતિપાળ રે પ્રાણી;
ભ્રમર ભીક્ષા મુનિ સુઝતી લેવે,
દોષ બેતાલીસ ટાળે રે પ્રાણી. સાં૦૨
રિદ્ધિ સંપદા મુનિ કારમી જાણી,
દીધી સંસારને પૂંઠ રે પ્રાણી;
એરે સુરૂપધારી બ્રહ્મચારી કરતાં,
આઠ કરમ જાય તુટ રે પ્રાણી. સાં૦૩
એક એક મુનિવર રસના ત્યાગી,
એકેકા જ્ઞાન ભંડાર રે પ્રાણી;
એક એક મુનિવર વેયાવચ્ચ વૈરાગી,
એના ગુણનો નાવે પાર રે પ્રાણી. સાં૦૪
ગુણ સત્તાવીસ કરીને દીપે,
જીત્યા પરીસા બાવીસ રે પ્રાણી;

બાવન તો અનાચરણ ટાળે,
તેને નમાવું મારૂં શીશ રે પ્રાણી.સા૦ ૫
ઝાઝ સમાન એ સંત મુનીશ્વર,
ભવ્ય જીવ બેસે આપ રે પ્રાણી;
પર ઉપકારી મુનિ દામ ન માગે,
હેવે તે મુગતી પોચાય રે પ્રાણી.સા૦૬
એ ચરણે પ્રાણી શાતા રે પાવે,
પાવે તે શીલ વિલાસ રે પ્રાણી;
જન્મ જરા અને મરણ મીટાવે.
નાવે ફરી ગર્ભાવાસ રે પ્રાણી.સા૦૭
એક વચન એ સદ્ગુરૂ કેરો,
જો બેસે દીલમાંય રે પ્રાણી;
નરક ગતિમાં તે નહિં જાવે,
એમ કહે જીનરાય રે પ્રાણી.સા૦૮
પ્રભાતે ઉઠીને ઉત્તમ પ્રાણી,
સુણો સાધારો વ્યાખ્યાન રે પ્રાણી;

એ પુરૂષારી સેવા કરતાં,
પાવે તે અમર વિમાન રે પ્રાણી.સા૦ ૯
સંવત અઢાર ને વર્ષ અડત્રીસે,
ખુસી તે ગામ ચોમાસ રે પ્રાણી;
મુનિ આસકરણજી એણી પેરે જંપે,
હું તો ઉત્તમ સાધારો હાસરે પ્રાણી.સા૦૧૦

---

## નરભવની સજઝાય.

આ ભવ રત્ન ચિંતામણી સરીખો,
વારંવાર ન મળશેજી;
ચેતી શકે તો ચેતજે જીવડા,
આવો સમય નહિ મળશેજી.આ ભ૦૧
ચાર ગતિ ચોરાશી લક્ષ યોનિ,
તેમાં તું ભમી આવ્યો જી;
પુન્ય સંયોગે સ્વપ્નની સંગતે;
માનવનો ભવ પાયો જી. આ૦ ૨

વહેલો થા તું વહેલો જીવડા,
જીનવરનું જપ નામજી;
કુગુરૂ કુદેવ કુધર્મને છંડી,
કીજે આતમ કામ જી. આ૦ ૩
જેમ કઠીયારે ચિંતામણી લાધ્યો,
પુણ્ય તણે સંયોગે જી;
કાંકરાની પેરે નાંખી દીધો,
ફરી નહિ મળવા જોગ જી. આ૦ ૪
એક કાળે તું આવ્યો જીવડા,
એક કાળે તું જાશે જી;
તેની વચ્ચે તું બેઠો જીવડા,
કાળ આહેડી નીકાસે જી. આ૦ ૫
ધન્ય સાધુ જે સંયમ પાળે,
સુધો મારગ દાખે જી;
સાચું નાણું ગાંઠે બાંધે,
ખોટી દષ્ટિ ન રાખે જી. આ૦ ૬

માત પીતા દારા સુત બાંધવ,
બહુવિધમાં વિરતી જોડે જી;
તે માંહેથી જો કાજ સરે તો,
સાધુ ઘર કેમ છોડે જી. આ૦ ૭
માયા મમતા વિષય સહુ છંડી,
સંવર ક્ષમા એક કીજે જી;
ગુરૂ ઉપદેશ સદા સુખકારી,
સુણી અમૃત રસ પીજે જી. આ૦ ૮
જેમ અંજળીમાં નીર ભરાણું,
ક્ષણ ક્ષણ ઓછું થાયજી;
ઘડી ઘડીએ ઘડીયાળા વાગે,
ક્ષણ લાખેણો જાય જી. આ૦ ૯
સામાયિક મન શુદ્ધ કીજે,
શીવરમણી ફળ પામીજે જી;
માનવભવ મુક્તિનો કામી,
તેમાં ભરોસો શાને લીજે જી. આ૦ ૧૦

દેવ ગુરૂ તમે દૃઢ કરી ધારો,
સમકીત શુદ્ધ આરાધો જી;
છક્કાય જીવની રક્ષા કરીને,
મુક્તિનો પંથ જ સાધો જી. આ૦ ૧૧
હૈડા ભીતર મમતા રાખો,
જનમ ફરી નવી મળશે જી;
કાયર તો કાદવમાં ખૂંચ્યા,
શૂરા પાર ઉતરશે જી. આ૦ ૧૨
ગુરૂ કંચન ગુરૂ હીરા સરીખા,
ગુરૂ જ્ઞાનના દરીયા જી;
કહે અભયરામ ગુરૂ ઉપદેશે,
જીવ અનંતા તરીયા જી. આ૦ ૧૩

---

## જંજાળી જીવડા વિષે.

(ઓ દુષ્ટ પિતા દીકરી વેચીને-એ રાગ.)

જંજાળીજીવડા મમતામાં મુંઝાણો શું

માનવી. છે વીકટ વાટ આગળ ભારી,
શોધી લે તરવાની બારી;
શુભ કરણી કરને તું સારી, જંજાળી૦ ૧
નહિં સુકૃત સમજ્યો સ્વારથીયા,
હાય બાર તારા વાગી ગયા;
અધવચ આવી અટકાઇ ગયા, જંજાળી૦ ૨
કંચનવરણી તુજ કાયા છે,
પાણીમાંના પડછાયા તે;
કરી ધર્મ ધ્યાન ને લાવો લે, જંજાળી૦ ૩
હજી મનમાં અતિશે મહ છે કે,
અવળું પગલું ભરમાં એકે;
પરલોકે પ્રાણી નહિં લેખે, જંજાળી૦ ૪
ખુબ થાકી જશે રખડી રઝળી,
કરી ખરી કમાણી ખાંત ધરી;
તેથી મુકિત સહુનેજ મળી, જંજાળી૦ ૫

---

# સંસાર અસાર વિષે.

(રાગ—લાવી લાવી લાવી રે મહારાણી.)

જાણી જાણી જાણી રે,
મેં તો જૂઠી જગત રીત જાણી. ટેક.
જોબન તારૂં જરૂર જવાનું (૨),
થશે બધું ધુળધાણી રે, મેં તો૦ ૧
સર્વેને એક દીન જાવું અચાનક (૨),
હોય રાજા કે ભલે રાણી રે, મેં તો૦ ૨
પરણ્યાને દીન પાંચ થયા ત્યાં તો, (૨)
ઓચિંતાની રંડાણી રે. મેં તો૦ ૩
એક ઘેર રૂડા ગીત ગવાયે (૨),
બીજે કાણુ મંડાણી રે. મેં તો૦ ૪
જેહ સ્થળે સ્રીઓ મંગળ ગાતી (૨)
ત્યાં પીટણીઓ પીટાણી રે. મેં તો૦ ૫
લક્ષ્મીવંત તું હશે કદી તો (૨)
કરશે તુંને તાણાવાણી રે. મેં તો૦ ૬

કર્મ કઠણુથી હું નિર્ધન બનીયો (૨)
પાશેર ન પાશે કોઇ પાણી રે. મેં તો૦ ૭
છતે બળે બળહીન બનીયો (૨)
અજ્ઞાનની એ અંધાણી રે. મેં તો૦ ૮
અનંત જ્ઞાની એવા આતમ ઉપર (૨)
કર્મની છાલ છવાણી રે. મેં તો૦ ૯
જાણ્યા છતાં જોતો નથી જરીયે (૨)
કરવી કેટલી કહાણી રે. મેં તો૦ ૧૦
સંત શિષ્ય કહે મુજને લાગે (૨)
વાલી તે વીરજીની વાણી રે. મેં તો૦ ૧૧

---

## મનભમરાની સજ્ઝાય.

ભૂલ્યો મન ભમરા તું ક્યાં ભમ્યો,
ભમિયો દિવસ ને રાત,
માયાનો બાંધ્યો પ્રાણિયો,
ભમે પરિમલ જાત. ભૂલ્યો૦ ૧

કુંભ કાચો રે કાયા કારમી,
તેહનાં કરો રે જતન;
વિણસતાં વાર લાગે નહી,
નિર્મળ રાખો રે મન. ભૂલ્યો૦ ૨
કેનાં છોરૂ કેનાં વાછરૂ,
કેનાં માય ને બાપ;
અંતે જાવું છે એકલું,
સાથે પુન્ય ને પાપ. ભૂલ્યો૦ ૩
આશા ડુંગર જેવડી,
મરવું પગલાં રે હેઠ;
ધન સંચી સંચી કાંઈ કરો,
કરો દૈવની વેઠ. ભૂલ્યો૦ ૪
ધંધો કરી ધન મેળવ્યું,
લાખો ઊપર ક્રોડ;
મરણની વેળા માનવી,
લીધો કંદોરો છોડ. ભૂલ્યો૦ ૫

મૂરખ કહે ધન માહરૂં,
ધોખે ધાન ન ખાય;
વસ્ત્ર વિના જઈ પોઢવું,
લખપતિ લાકડા માંય. ભૂલ્યો૦ ૬
લખપતિ છત્રપતિ સવિ ગયા,
ગયા લાખ બે લાખ;
ગર્વ કરી ગોખે બેસતા,
સર્વ થયા બળી રાખ. ભૂલ્યો૦ ૭
જે ઘેર નોબત વાગતી,
થાતા છત્રીશે રાગ;
ખંડેર થઈ ખાલી પડયાં,
બેસણુ લાગ્યા છે કાગ. ભૂલ્યો૦ ૮
ભમરો આવ્યો રે કમળમાં,
લેવા કમળનું ફૂલ;
કમળની વાંછાયે માંહિ રહ્યો,
જિમ આથમતે સૂર. ભૂલ્યો૦ ૯

સદ્ગુરૂ કહે વસ્તુ વ્હોરિયે,
જે કાંઇ આવે રે સાથ;
આપણો લાભ ઉગારીએ,
લેખું સાહિબ હાથ. ભૂલ્યો૦ ૧૦

---

## વૈરાગ્યની સજ્ઝાય.

ઊંચા તે મંદિર માળીયાં,
સોડ વાળીને સૂતો;
કાઢો કાઢોરે એને સહુ કહે,
જાણે જનમ્યોજ ન્હોતો,
એક રે દિવસ એવો આવશે. એ ટેક૦ ૧
સાવ સોનાનાં રે સાંકળાં,
પહેરણ નવા વાધા;
ધોળું રે વસ્ત્ર એના કર્મનું,
તે તો શોધવા લાગ્યા. એક રે૦ ૨

ચરૂ કઢાઇયાં અતિ ઘણાં,
બીજાનું નહી લેખું;
ખોખરી હાંડી એના કર્મની,
તે તો આગળ દેખું. એક ૨૦ ૩
કેનાં છોરૂ ને કેનાં વાછરૂ,
કેનાં માય ને બાપ;
અંતકાળે જાવું (જીવને) એકલું,
સાથે પુન્ય ને પાપ. એક ૨૦ ૪
સગી રે નારી એની કામિની;
ઉભી ડગમગ જુવે;
તેનું પણ કાંઇ ચાલે નહી,
ધ્રુસકે ધ્રુસકે રૂવે. એક ૨૦ ૫
વ્હાલાં તે વ્હાલાં શું કરો,
વ્હાલાં વોળાવી વળશે;
વ્હાલાં તે વનનાં લાકડાં;
તે તો સાથે જ બળશે. એક ૨૦ ૬

નહી ત્રાપો નહી તુંબડી,
નથી તરવાનો આરો;
ઉદયરતન મુનિ ઇમ ભણે,
પ્રભુ પાર ઉતારો. એક રે૦ ૭

---

## ભજન.

ખબર નહિં આ જુગમેં પલકી,
સુકૃત કરના હોય સો કરલે કો જાને કલકી.
તારા મંડલ રવિ ચંદ્રમાં, સબહે ચલનેકી
દીવસ ચારચમતકાર, જયું વિજળીયા જળકી
ખબર૦
કુડ કપટ કર માયા જોડી, કરી બાતા સબકી;
પાપકી પોટલી બાંધી શિર પર,
કેચસે હુવે હલકી. ખબર૦
માત તાત બંધવ સુત બાઇ,
સબ જગ મતલબકી;

કાયા માયા નારી હવેલી,
એ તેરી કબકી. ખબર૦
જબ લગ હંસા રહે દેહમેં,
ખુશીયા મંગળકી;
હંસા છોડ ચલા જબ દેહી,
મટીયાં જંગલકી. ખબર૦
દયા ધર્મ સાહેબકો સમરણ,
એ ખાણુ સંતકી;
રાગ દ્વેષ ઉપજે નહીં જીનકુ,
વિનંતિ અખમલકી. ખબર૦

---

# સ્નેહીઓના દિલાસાપત્રો.

અમારા પિતા સંઘવી કાકુભાઈ માનશંગ-ના *અવસાન પછી તેમના સ્નેહીજનોનાં કેટલાય દિલાસાપત્રો આવેલાં, તેમાં સદ્‌ગત્‌ વિષેના એમણે કાઢેલા ઉદ્‌ગારો ચિરઃ સ્મરણીય રહે તેટલા માટે અમે થોડાએક નીચે આપીએ છીએ. કેમકે **गुणाः पूजास्थानं गुणीषु न च लिङ्गं न च वयः** **ઉ. ચા.**

## જેતપુર મહાજન શ્રી તરફથી શેઠ કેશવલાલભાઇ શામળજીભાઇ લખે છે કે:-

...શેઠ કાકુભાઇ સ્વભાવે શાન્ત, માયાળુ, નિરઅભીમાની, ક્ષમાવાળા, દીર્ઘદર્શી હતા. અહીં અને બીજે સ્થળે જેઓ તેમના સમા-

---

*અવસાન તીથિ–અધિક શ્રાવણ સુદ ૧૫, તા. ૧–૮–૨૮ રાત્રે. ચીતલ.

ગમમાં વિશેષ આવ્યા છે તેઓને તેમનો વીયોગ અસહ્ય થઇ પડશે. શેઠ કાકુભાઇએ તો જેતપોર પાંજરાપોળની નોકરી નેકનિષ્ટાથી પ્રમાણીકપણે ઘણાં વરસ કરી તેથી મહાજનશ્રીને પુરો સંતોષ થયેલ છે. જાનવરોની સારવાર તેમણે બહુ સારી રીતે કરેલી છે. તેમાં તેઓનો મુખ્ય હેતુ પરોપકાર અને દયાનો હતો. પાંજરાપોળના મુનીમને અંતરમાં મુખ્ય દયા જોઇએ તે તેમનામાં હતી. આવા સદ્ગુણ દરેક વ્યક્તિમાં હોતા નથી...પરમકૃપાળુ પરમેશ્વર મર્હુમના આત્માને શાન્તિ બક્ષે એમ ઇચ્છીએ છીએ.

જેતપુર-વકીલ અભેચંદભાઇ કાળીદાસભાઇ લખે છે કે:—કાકુભાઇ સ્વર્ગવાસ પામ્યાના ખબર સાંભળી ઘણી અફસોસી થઇ છે. તેમના જેવા શાંત તથા ધર્મપરાયણ અને વ્યવહારકુશળ ગૃહસ્થો આ સમયમા મળવા દુર્લભ છે. તેમનો સ્નેહ અને જેતપોર પાંજરા-

પોળની તેમની સેવા કદી ન ભૂલી શકાય તેવાં હતાં...પરમાત્મા તેમના આત્માને શાંતિ અર્પે એમ પ્રાર્થના છે.

**જેતપુર-બાંટવા પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબ-કુમારશ્રી રામસિંહજી સાહેબ લખે છે કે:**–કાકુભાઇ ઘણા મીલનસાર અને આનંદી સ્વભાવના હતા. તેમની ખોટ પુરી, પણ સારૂં આયુષ્ય ભોગવી શાંતિથી દેહ છોડયો આથી કુદરતી રીતે લાગે એ સ્વાભાવિક છે. સો વરસે પણ કાળ વસમો લાગે, પણ જ્યાં ઇશ્વર મરજી ત્યાં મનુષ્ય જાતિનો ઉપાય નથી. તેમના પવિત્ર આત્માને શાન્તિ ઇચ્છું છું.

**જેતપુર-આસિ. ડૉકટર વેણીશંકરભાઇ વિ. હયાશંકરભાઈ લખે છે કે**–મુરબ્બી બાપાના સ્વર્ગવાસ થયાંના માઠા સમાચાર જાણી અહીં સ્નેહી મંડળ બહુ જ દીલગીર થયેલ છે. મુરબ્બી બાપાનો અમર આત્મા તો

પુનીત પવિત્ર અને પરોપકારી વૃત્તિનો જ હતો. તેની સાબીતી, જે હંમેશા એકલા જ રહેતાં તે છેવટે તમામ કુટુંબ કબીલાના મેળાપમાં આનંદથી સ્વર્ગે સંચર્યા. જરૂર તેની ખોટ જ રહેવાની તેમાં પાંજરાપોળ જેવી સંસ્થાને એમના જેવી સેવાભાવી વ્યક્તિ તો મળવી જ મુશ્કેલ છે ...પ્રભુ ઇચ્છા! એમના આત્માને ઇશ્વર શાંતી આપો!!!

**જેતપુર તાલુકા સ્કૂલ માજી હેડમાસ્તર સાહેબ નરભેરામભાઈ લખે છે કેઃ**—કાકુભાઇનો દેહાંત થયો એ ખબર મિત્રો દ્વારા સાંભળી ખેદ થયો. ખેદ એટલા માટે કે તેમના દેહાંતથી અહીંના મહાજનને જે ખોટ પડી છે તે લાંબા કાળ સુધી પુરાશે નહી. * * * જેતપુરનું મહાજન તેની લાંબી નોકરીની યોગ્ય કદર કરે તો ઠીક. તમને તો તેમની ખોટ જણાશે પણ અમે તો સાચો સમાજ સેવક ખોયો છે. ઇશ્વરની મરજી તેમ હશે. તેમના અમરાત્માને પ્રભુ શાન્તિ આપો, એજ પ્રાર્થના.

મેંહરડાથી લાઠીયા દામોદર નાનજી લખે છે કેઃ-મુરબ્બીશ્રીના સ્વર્ગવાસ થયાના ખબર વાંચી બધા દીલગીર થયા છીએ. પ્રભુ ઇચ્છા બળવાન છે. તે તો ઘણાં ભાગ્યશાળી ગણાય. તેમણે તો આ ભવ તથા પરભવ બન્નેનું સુધારેલ છે. પોતાની સમજણમાં પોતે માંખીની પાંખ પણ દુભવી નથી એવા ધર્માત્મા પુરૂષ હતા. તેઓના આત્માને પરમાત્મા શાન્તિ આપો એવું ઇચ્છીએ છીએ.

મેંહરડાથી ખેતશી હરજીવન લખે છે કેઃ-મુરબ્બી કાકુભાઇ ગુજરી ગયાના ખબર વાંચતાં દીલગીરી ઘણી જ, કારણ જે ધર્મના બાહોશ વળી શાન્ત સ્વભાવ, નાના મોટા દરેક સાથે હસમુખા એવા બધા મોટા ગુણો ધરાવતા હતા. પણ આ પંચમ કાળમાં મોટી અવસ્થાએ ભાગ્યશાળી ગણાય. તેમના આત્માને શાન્તિ ઇચ્છીયે છીએ.

**બીલખાથી વકીલ સોમજીભાઇ વેલજીભાઇ લખે છે કે**:—કાકુભાઇના ભવિષ્ય થયાના ખબર સાભળી પારાવાર દીલગીરી થએલ છે. અવસ્થાના હીસાબે અને નામ ધર્યું તે પડવાના ધોરણે તો લાંબો સમય બીમારી ભોગવ્યા સિવાય જે કાંઇ દેહનો અંત આવ્યો તે પુરણ ભાગ્યશાળી આ સમયમા ગણાય. પણ તેમની હયાતીમા સાધુ-સાધ્વીઓને તેમની વાણીનો લાભ મળતો તે બંધ થયો જેના માટે દીલગીરી પુરી ગણાય. આટલી અવસ્થાએ પાચે ઈંદ્રિયો પરવરી અને વળી ધર્મ પ્રેમી અને તેની સાથે પ્રકૃતીના ભદ્રીક ને ઉત્સાહી નમૂના બહુ જ ઓછા જોવામાં આવે છે. તેમનો સદ્‌ભાવ વખતોવખત યાદ આવે છે. * *

**બીલખાથી જેચંદ નાગજી લખે છે** કે:—કાકુ બાપા ગુજરી ગયાના ખબર મળતા પારાવાર અફસોસ ને દીલગીરી પેદા થઈ છે, પરંતુ અત્યારના સમય પ્રમાણે બાપા ભાગ્યશાળી પુરેપુરા ગણાય. એક રીતે ઉપાશ્રય ખાતે તો પુરેપુરી ખામી ગણાય. પ્રભુ ઇચ્છા બળવાન !

**જેતપુર**—પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબના શીરસ્તેદાર, રા. રા. **મણીલાલ વીરજીભાઇ** લખે છે કે, બાપાની ધર્મભાવના ઘણી ઉચ્ચ તેમજ અનુકરણીય હતી; અને તેના પરીણામે પરલોકમાં પણ તેમને પુણ્ય સુખ ભોગવવાનું મળશે. આ ફાની દુનીયામાં તો તેમણે ઘણું સુખ જોયું છે. બાપા તો ઘણા જ નશીબદાર ગણાય. બાપાની ખોટ જેતપુરને અને તેમના મહાજનને તો ઘણી લાગશે. હાલ તેમની ખોટ પુરાવી ઘણી મુશ્કેલ છે. તેમના સદ્‌ગત આત્માને પુર્ણ શાન્તિ મળે એવી મારી શ્રી પ્રભુ પાસે પ્રાર્થના છે.

**જેતપુર**—કામદાર **ભગવાનજીભાઇ જે-ઠાભાઇ** લખે છે કે, બાપાશ્રીના અવસાનના ખબર સાભળી ઘણા જ દીલગીર થયા છીએ. તેમનો માયાળુ સ્વભાવ ઘણો જ યાદ આવે છે માણસની ખોટ જરૂર સાલે પણ તેમનું આયુષ્ય અને તેમની સેવા જોતા તેઓ નશીબદાર ગણાય.